

। હરિઃૐતત્સત્

શ્રીશંકર ગ્રંથમાળા પુસ્તક પાંચમું

# ઇશ્વરના લાડીલા

[ ધ્રુવ, અંબરીષ અને રંતિદેવ ]

## ભાગ પહેલો


-: કર્તાશ્રી :-

પરમ પૂજ્યપાદ પરબ્રહ્મનિષ્ટ

સદ્‌ગુરૂશ્રી "શંકર" મહારાજ

ઊનાવા તા. સિદ્ધપુર.

હાલ નિવાસ-દરિયાપુર મોટી સાલેપરી-અમદાવાદ.


"Love is the source of living things and all that it doth love. The heart that love denies is cold Poor and ignorent is he who knoweth not the nobility of my Love." Shree Shanker Maharaj.


પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી છપાવી પ્રસિદ્ધ કરનાર :—

પટેલ પુરૂષોત્તમદાસ ઇશ્વરદાસ, મોટી સાલેપરી-અમદાવાદ.

પરીખ ચંપકલાલ જેચંદભાઈ, હાથીશાની પોળ-અમદાવાદ.




મૂલ્ય ૦-૩-૦



। હરિઃૐતત્સત્ ।

શ્રીશંકર ગ્રંથમાળા પુસ્તક પાંચમું

# ઈશ્વરના લાડીલા

[ ધ્રુવ, અંબરીષ અને રંતિદેવ ]

## ભાગ પહેલો


—: કર્તાશ્રી :—

પરમ પૂજ્યપાદ પરબ્રહ્મનિષ્ટ

**સદ્‌ગુરૂશ્રી "શંકર" મહારાજ**

ઊનાવા તા. સિદ્ધપુર.

હાલ નિવાસ-દરિયાપુર મોટી સાલેપરી-**અમદાવાદ.**


" Love is the source of living things and all that it doth love. The heart that love denies is cold. Poor and ignorent is he who knoweth not the nobility of my Love." Shree Shanker Maharaj.


પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી છપાવી પ્રસિદ્ધ કરનાર :—

**પટેલ પુરૂષોત્તમદાસ ઈશ્વરદાસ,** મોટી સાલેપરી—**અમદાવાદ.**

**પરીખ ચંપકલાલ જેચંદભાઈ,** હાથીશાની પોળ—**અમદાવાદ.**





સને ૧૯૩૯ : આ. ૧ લી પ્રતિ ૧૦૦૦ : સંવત ૧૯૯૫

**મૂલ્ય ૦-૩-૦**

શ્રી ધનવંતરે નમઃ ! ! સત્યમેવ જયતે ! !

# શ્રી ભવાની આયુર્વેદી ઔષધાલય.

જનતાના હીતાર્થે અમુલ્ય તકનો લાભ નીચે વાંચી તમો તમારા પૈસા અને વખત બચાવી તંદુરસ્ત બનો.

પરદેશી કેળવણીના ઉપચારોથી નીરાશ થએલાઓ માટે ખાસઃ—અમારા ઔષધાલયની મુલાકાત લ્યો. જ્યાં. સ્વાર્થ સાથે પરમાર્થ કરવો તે અમારો મુદ્રા લેખ સચવાય છે. ચાલુ જમાનાના ભયંકર રોગો જેવા કે—લકવા—પ્રમેહ- પ્રદર—લોહીવા—ક્ષય—પાંડુ—બરોળ—કમળો—પેટમાં થતો ગેસ—ધાતુ ક્ષય—હીસ્ટીરીયા તથા—ગર્ભાશયના કોઇ પણ પ્રકારના રોગો માટે જરૂર મલો અગર સલાહ માટે નીચેના સરનામે લખો. કોઇપણ જાતના રોગ માટે સલાહ મફત આપવામાં આવશે.

લાંઘણજવાળા—

વૈદભૂષણ—ચીમનલાલ ચુનીલાલ શુકલ

ઠે. દરીયાપુર, મોટી સાલેપરી.

અમદાવાદ.

અમદાવાદ—શ્રી ડાયમંડ જ્યુબિલિ પ્રીન્ટિંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

ॐ

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरुर्साक्षात्परब्रह्म तस्मै श्रीगुरवेनमः ॥



પરમ પૂજ્યપાદ પરબ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂ

**શ્રી શંકર મહારાજ**

ઊનાવા (તા. સિદ્ધપુર).

# —: સમર્પણ :—

પ્યારા કૃષ્ણ !

કહો તો ખરા, આપ જેવા પૂર્ણકામ પ્રભુને
કયી વસ્તુની ખોટ છે ? નથીજ, આમ છતાં
કેવળ વ્હાલા ભકતોની ખાતર અહિં (પૃથિવ-
પર) પધારી અદ્ભૂત લીલા રચાવો છો.
આપશ્રીને આપની લક્ષ્મીદેવિ કરતાં
પણ ભકતો પ્રિય હોવાથી એમની
જીવન કથાઓ આપનેજ સમર્પણ
કરવા યોગ્ય માની પૂ. મહારાજ-
શ્રીની આ કૃતિ સવિનય
આપના ચરણ કમલમાં
મૂકાય છે.

લી. આપનાજ નમ્ર ભકતો,
પશાભાઈ તથા ચંપકલાલ

## પ્રારંભ

ભક્તજનોનો મહિમા ગાતાં, હરખાયે મન મ્હારૂંરે;
હરખાયે મન મ્હારૂં, સંતો! મલકાયે મન મ્હારૂંરે.
ભક્તજનોનો મહિમા....૧

પતિત પાવન ગાથા ધ્રુવની, સાંભળતાં સુખ થાયેરે;
કોટિ જનમનાં પાપ કરેલાં, તુર્ત ધોવાઇ જાયેરે.
ભક્તજનોનો મહિમા....૨

એક સમય ઉત્તાન ઉત્તમને, સુંદિર લાડ લડાવેરે;
ખોળામાં બેસાડી પોતે, સુંદિર ગીત ગવડાવેરે.
ભક્તજનોનો મહિમા....૩

તેવામાં ધ્રુવજી ત્યાં આવ્યા, ખોળે ચઢવું ધાર્યુંરે;
પણ પિતાએ માન ન આપ્યું, કેમ રહે મન વાર્યુંરે.
ભક્તજનોનો મહિમા....૪

આમ છતાં નીતિ ઉર ધારી, જઇ ખોળા પર બેઠારે;
પણ સુરૂચિને સહન ન થાતાં, પકડી નાખ્યા હેઠારે.
ભક્તજનોનો મહિમા...૫

વળી ઉપરથી મેંણાં માર્યાં, ઝેર કરીને ઝાઝુંરે;
અભાગીયા તારા તકદિરમાં, કયાંથી હોયજ ખાજુંરે.
ભક્તજનોનો મહિમા....૬

ઉત્તમ જોડે ખોળે ચઢવા, તું તારા મન ચાહેરે;
પણ તું તે માટે નહિ લાયક, વિચારી જો મનમાંહેરે.
ભક્તજનોનો મહિમા....૭

અભાગણીના પેટે જનમ્યો, એથી નહિ અધિકારીરે;
મારા પેટે જનમ્યો હોત તો, ઇચ્છા ફળત આ તારીરે.
ભક્તજનોનો મહિમા....૮

ગરીબડું છે ભાગ્યજ તારૂં, ક્યાંથી સુખ પમાયેરે;
ઉત્તમ વસ્તુ લેવા જાતાં, કેમ ન તું લજવાયેરે.
ભકતજનોનો મહિમા....૯
રાજ્યાસનનું સુખ મેળવવા, ઈચ્છા હોય જો તારીરે;
તો વનમાં જઇને તપ કર તું, રીઝવ શ્રીમુરારિરે.
ભકતજનોનો મહિમા....૧૦
ઇષ્ટ કૃપાથી જનમી મુજમાં, ભોગવ સુખડાં સારાંરે;
આ વિના ઉપાય ન બીજો, સત્ય વચન છે મારાંરે.
ભકકજનોનો મહિમા...૧૧
પત્થરને પણ તોડે તેવાં, વચન સુણીને ધ્રુવેરે;
વનમાં જઈ તપ કરવું ધાર્યું, કેવળ રાહ એ જુવેરે.
ભકતજનોનો મહિમા....૧૨
સાવકી માતાના કુવચનથી, ધ્રુવનું મન વિંધાણુંરે;
સર્પની પેઠે ક્રોધ થયો પણ, ઓળખી લીધું ટાણુંરે.
ભકતજનોનો મહિમા....૧૩
કંઇ પણ બોલ્યા વિના કેવળ, જોઇ રહેલા તાતનેરે;
ત્યાગી ત્યાંથી ધ્રુવજી ચાલ્યા, મળીયા જઈ નિજમાતનેરે.
ભકતજનોનો મહિમા...૧૪
માતા પાસે જઈ બેઠા પણ, મુખથી કાંઇ ન બોલેરે;
પૂછતાં પણ ઉત્તર નવ આપે, અંતર ભેદ ન ખોલેરે.
ભકતજનોનો મહિમા....૧૫
સુંદિર મુખપર શોક છવાયો, કઠણ વચન મન સાલેરે;
જોઇ આવું જનેતા બોલી, કેમ ન બોલે-ચાલેરે.
ભકતજનોનો મહિમા....૧૬

ક્રોધ ભરાયો કાલજડામાં, આંખથી આંસુ સારેરે;
આથી જનનીને અંતરમાં, ચિંતા પ્રગટી ભારેરે.
ભકતજનોનો મહિમા...૧૭

વળી વળીને પૂછે ધ્રુવને, કેમ ન બોલે બોલાવ્યોરે;
કોઇએ વચન કઠોર કહ્યું કે, કોઇએ કૈં ભરમાવ્યોરે.
ભકતજનોનો મહિમા...૧૮

છેવટ સઘળી બિના ધ્રુવે, માતાને સંભળાવીરે;
માતા કહે કે ક્રોધ ન કર તું, ભજવે પાઠજ ભાવિરે.
ભકતજનોનો મહિમા....૧૯

અન્યને દુઃખ દેનારૂં જગમાં, પોતે પણ દુઃખ પામેરે;
એવીજ રીતે ચાલી આવે, રચના કીધી રામેરે.
ભકતજનોનો મહિમા....૨૦

સત્ય વચન છે સુરૂચિ કેરૂ, અપરાધી નહિ કોઇરે;
અભાગણી પેટે જનમી તેં, સઘળી વસ્તુ ખોઈરે.
ભકતજનોનો મહિમાં....૨૧

જો કે હું રાજાની રાણી, પણ પતિને નહિ પ્યારીરે;
દાસી તરીકે પણ જોવામાં, શરમાયે નૃપ ભારીરે.
ભકતજનોનો મહિમા....૨૨

માટે બાપુ ! રોષ તજી તું, સત્ય વચન શિરધારીરે;
ઉત્તમ પેઠે સુખ ચહે તો, રીઝવ શ્રીમુરારિરે.
ભકતજનોનો મહિમા....૨૩

જગ રક્ષણ માટે છે જેમનું, સત્વગુણી તન સારૂરે;
પદપંકજ સેવી અજ પામ્યા, પરમેષ્ટી પદ પ્યારૂંરે.
ભકતજનોનો મહિમા...૨૪

તેમજ તારા દાદાએ પણ, દક્ષિણા આપી ભારીરે;
યજ્ઞો ખૂબ કરીને પૂજ્યા, મંગલમય મુરારિરે.
ભકતજનોનો મહિમા....૨૫

અન્યથી દુર્લભ એવાં સુખડાં, તેના દ્વારા પામીરે,
સફળ કરી માનવ જીવનને, ભેટયા અંતર્યામીરે.
ભકતજનોનો મહિમા....૨૬

તેજ પ્રભુનો આશ્રય કર તું, મોહ ને મમતા ત્યાગીરે;
જ્ઞાન નયનથી તારા ઘટમાં, જોને ઝટપટ જાગીરે.
ભકતજનોનો મહિમા....૨૭

એ એકજ આરાધ્ય જગત્માં બીજું સર્વે ખોટુંરે;
સ્વધર્મથી મન શુદ્ધ બનાવી, કારજ કર તું મોટુંરે.
ભકતજનોનો મહિમા....૨૮

શ્રી હરિની મૂર્તિ મન સ્થાપી, રાતદિવસ તું રટજેરે;
કોટિ કષ્ટ પડે પણ કદિએ, પાછો નહિ તું હટજેરે.
ભક્તજનોનો મહિમા....૨૯

તે હરિ વિણ બીજો નહિ કોઇ, તારૂં દુઃખડું ટાળેરે;
કમલનયન કેશવ નિજ જનને, પ્રેમ ધરી પંપાળેરે.
ભક્તજનોનો મહિમા....૩૦

બ્રહ્માદિકથી પણ શોધાતી, લક્ષ્મી શોધે જેનેરે;
તન મન અર્પી તેજ ચરણમાં, રટજે તું પણ તેનેરે.
ભક્તજનોનો મહિમા....૩૧

માતાએ શુભાશિષ આપી, અડગ્ રહેવા કીધુંરે;
અન્ય ઉપાધિ દૂર કરાવી, સાચું શરણું દીધુંરે.
ભક્તજનોનો મહિમા....૩૨

માતાનાં મીઠડાં વચનોને, વિનયસહિત શિરધારીરે;
પાંચ વરસના બાળક ધ્રુવે, મનને નાખ્યું મારીરે.
ભક્તજનોનો મહિમા....૩૩

પતિત પાવન માતાચરણે, વંદી વારંવારીરે;
નીકળ્યા નગર બહારે ત્યારે, મળીયા વિંણાધારીરે.
ભક્તજનોનો મહિમા....૩૪

ધ્રુવની ઇચ્છા જાણી નારદ, વિસ્મય પામી મનમાંરે;
સ્પર્શ કરી ધ્રુવના મસ્તકનો, બોલ્યા મન ભૂવનમાંરે.
ભક્તજનોનો મહિમા....૩૫

માન ભંગને નહિ સહનારા, ક્ષત્રીનો મહિમા કેવોરે;
ધ્રવ છે બાળક તોપણ મનમાં, ક્રોધ છે કેસરી જેવોરે.
ભક્તજનોનો મહિમા....૩૬

સાવકી માતાનાં કુવચનો, મનમાં કેવાં રાખ્યાંરે;
એક ઘડીમાં અંતર જનનાં, હેતજ કાઢી નાખ્યાંરે.
ભક્તજનોનો મહિમા....૩૭

આમ વિચારી નારદ બોલ્યા, હે બાળક! તું નાનોરે;
માન અને અપમાનતણો તો, ખ્યાલજ હોયે શાનોરે.
ભક્તજનોનો મહિમા....૩૮

હજી તો હમણાં તું જનમ્યો છે, બાલ્યાવસ્થા તારીરે;
માટે સમજી પાછો ફર તું, આવી હઠ નહિ સારીરે.
ભક્તજનોનો મહિમા....૩૯

માન અને અપમાનની બુદ્ધિ, વસ્તુતાએ ખોટીરે;
મોહવડે કલ્પિતજ માની, કાપ તું મનની ચોટીરે.
ભક્તજનોનો મહિમા...૪૦

પોતપોતાનાં કર્મોને લઈ, સુખ દુઃખાદિ પમાયેરે;
એમાં શું અપરાધ બીજાનો, કેમ નહિ સમજાયેરે.
ભકતજનોનો મહિમા....૪૧

ઈશ્વરની અનુકુળતા વિના, ઉદ્યમ સફળ ન થાયેરે;
માટે સમજી મનમાં રહેવું, એથી ઉપાધિ જાયેરે.
ભક્તજનોનો મહિમા....૪૨

માતાએ કહેલી યુક્તિથી, હરિકૃપા જે ચાહેરે;
તે હરિ દુરારાધ્ય પુરૂષથી, પમાય નહિ તે રાહેરે.
ભક્તજનોનો મહિમા....૪૩

નિઃસંગ-તીવ્ર સમાધિ દ્વારા, યોગીજન સૌ શોધેરે;
પણ તે પ્રભુને પામે નહિ તો, બીજાને શું બોધેરે.
ભક્તજનોનો મહિમા....૪૪

માટે સમજી પાછો ફર તું, નિષ્ફળ આગ્રહ તારોરે;
જયારે આવે જરાજ ત્યારે, કરજે ઉપાય સારોરે.
ભક્તજનોનો મહિમા...૪૫

જયારે સુખ આવી મળે ત્યારે, પુણ્ય સહુ પરવારેરે;
પાપ બળીને ખાખજ થાયે, દુઃખડાં આવે ત્યારેરે.
ભક્તજનોનો મહિમા....૪૬

આમજ સમજી આ દુનિયામાં, મન સંતોષી રહેવુંરે;
મૈત્રી મુદિતાદિ મન ધારી, દુર્લભ સુખડું લેવુંરે.
ભકતજનોને મહિમા....૪૭

આમ કરે તે તરે ભવસાગર, મોક્ષનું મહાસુખ પામીરે;
યોગ ક્ષેમ વહાવે તેનું, પોતે શ્રી અંતર્યામીરે.
ભક્તજનોનો મહિમા....૪૮

વિનય અને વિવેક ધરીને, ધ્રુવ કહે તે વારેરે;
હે મુનિ ! આપે સત્ય કહ્યું પણ, મ્હને ગમે ન લગારેરે.
ભકતજનોનો મહિમા...૪૯

કારણકે હું વિનય રહિત છું, ઘોર ક્ષાત્રને ધાઈરે;
સાવકી માતાના કુવચને, વિંધ્યું છે મન મ્હારૂંરે.
ભક્તજનોનો મહિમા....૫૦

એથી બોધ ન ઉતરે ઉરમાં, માટે કરૂણા કરીનેરે;
મહાપદનો સુમાર્ગ બતાવો, દીલમાં દાદ ધરીનેરે;
ભક્તજનોનો મહિમા....૫૧

કોઈએ પણ નહિ પ્રાપ્ત કરેલું, તે પદ લેવું મ્હારેરે;
ત્રણે લોકમાં તેના જેવું, કોઈ ન હોય લગારેરે.
ભકતજનોનો મહિમા....૫૨

અજસુત આપ કરૂણાસાગર, જગહિત વિંણાધારીરે;
વિચરો છો આ વિશ્વ વિષે તો, અર્જ સ્વિકારો મ્હારીરે.
ભક્તજનોનો મહિમા....૫૩

ધ્રુવનું દઢમન જોઈ નારદ, ખૂબ થયા છે રાજીરે;
જીવહિત કલેશ પ્રિય મહામુનિએ, તુર્ત સુધારી બાજીરે.
ભક્તજનોનો મહિમા....૫૪

સ્નેહ ધરી તે કહેવા માંડયા, સાંભળ ધ્રુવ સુભાગીરે;
નિશ્ચલ વૃત્તિ તારી જોઈ, અંતર જ્યોતિ જાગીરે.
ભક્તજનોનો મહિમા....૫૫

જે તને તારી નિજમાતાએ, માર્ગ બતાવ્યો સારોરે;
એજ ઉપાય છે ઉત્તમ જગમાં, તારૂં હિત કરનારોરે.
ભક્તજનોનો મહિમા....૫૬

મંગલમય શ્રીહરિજ પોતે, તારૂં કારજ કરશેરે,
કોઈએ પ્રાપ્ત કરેલ નહિ તે, પદ આપી દુઃખ હરશેરે;
ભક્તજનોનો મહિમા....૫૭

માટે મનને તેજ પ્રભુમાં, સ્થિર કરીને સ્મરજેરે;
જઈ યમુના તટ પર મધુવનમાં, ધ્યાન હરિનું ધરજેરે.
ભક્તજનોનો મહિમા....૫૮

ખળને પણ પાવન કરનારૂં, પ્રભુને પણ જે પ્યારૂંરે;
કાયમ વાસ કરે છે હરિ ત્યાં, સત્ય વચન છે મ્હારૂંરે.
ભક્તજનોનો મહિમા....૫૯

યમુના નદીના પવિત્ર જળમાં, ત્રિકાળ સ્નાન કરીનેરે;
દેવનમન આદિ કર્મો તું, કરજે સ્નેહ ધરીનેરે.
ભક્તજનોનો મહિમા....૬૦

આસન સાધી- પૂરકાદિથી, પ્રાણાદિ કરી સારાંરે;
સર્વેશ્વરનું ધ્યાન તું ધરજે, કારજ સરશે તારાંરે.
ભકતજનોનો મહિમા....૬૧

જે શ્રીહરિને હરિજન વ્હાલાં, પ્રસન્ન મુખ છે જેમનુંરે;
સર્વ પ્રકારે સુંદિરતાથી, શોભે છે તન તેમનું રે.
ભકતજનોનો મહિમા....૬૨

શ્રીવત્સનું ચિહ્ન જેમને, મેઘસમા જે કાળારે,
શંખ ચક્ર ગદા ને પદ્મ, ચારે હાથ રૂપાળારે.
ભકતજનોનો મહિમા....૬૩

માથે મુકુટ ને કાને કુંડળ, સુંદર ધરે વનમાળારે;
બાજુબંધ ને કંકણ શોભે, પીળાં પીતાંબરવાળારે.
ભકતજનોનો મહિમા.... ૬૪

ડોક વિષે કૌસ્તુભમણિ શોભે, અન્ય અજબ શણગારોરે;
વર્ણન કરતાં અજપણ થાકે, હું તો કોણ બિચારોરે.
ભકતજનોનો મહિમા....૬૫

એવા શ્રીહરિ કરૂણાસાગર, એમનું ધ્યાન તું ધરજેરે;
પરમ ગુહ્ય હું મંત્રજ આપું, એનો જાપજ કરજેરે.
ભક્તજનોનો મહિમા....૬૬

સાત દિવસ જપ કરતાં નભમાં, દેવનાં દર્શન થાયેરે;
એજ મંત્ર હું આજે આપું, જપતાં પદ જીતાયેરે.
ભક્તજનોનો મહિમા....૬૭

"ૐ નમો ભગવતે વાસુદેવાય," આ મંત્રથી વિદ્વાનેરે;
વિવિધ દ્રવ્યથી પૂજવા હરિને, તું પણ નિશ્ચયી થાનેરે.
ભક્તજનોનો મહિમા....૬૮

પવિત્ર જળ–વનફળમૂળ, દુર્વાદિકથી તેમજરે;
વિષ્ણુપ્રિય વૃંદાથી પૂજન, કરવું કાયમ એમજરે.
ભક્તજનોનો મહિમા....૬૯

શિલાદિની સુંદિર પ્રતિમા, કરીને પૂજન કરવુંરે;
મન વાણી વશ રાખી હરિનું, ધ્યાન નિરંતર ધરવુંરે.
ભક્તજનોનો મહિમા....૭૦

વનનાં ફળમૂળ આદિ ખાવાં, રહીને મિતાહારીરે;
દ્વાદશ અક્ષરથી શ્રીહરિની, સેવા કરવી સારીરે.
ભક્તજનોનો મહિમા....૭૧

સાચા ને શુદ્ધ ભાવથી ભજતાં, સઘળી ઈચ્છા ફળશેરે;
પણ જો મનમાં કાંઇ દગો તો, દહાડો કાંઇ ન વળશેરે.
ભક્તજનોનો મહિમા....૭૨

એમ કહીને મૌન રહ્યા ત્યાં, નારદ વિંણાધારીરે;
પ્રદક્ષિણા કરી વંદી ધ્રુવે, ઉરમાં વાત ઉતારીરે.
ભક્તજનોનો મહિમા....૭૩

નિશ્ચય કરી મધુવનમાં પહોંચ્યા, માયા સઘળી છોડીરે;
શ્રી હરિધ્યાન વિષેજ નિરંતર, મનને દીધું જોડીરે.
ભક્તજનોનો મહિમા....૭૪

નારદ ત્યાંથી ધ્રુવપિતાના, અંતઃપૂરમાં આવ્યારે;
અર્ધ્યાદિ અર્પી ઉત્તાને, મહામુનિને વધાવ્યારે.
ભક્તજનોનો મહિમા....૭૫

તે પછી મુનિએ ખબર પૂછી ત્યાં, સારો સમય વિચારીરે;
જાણે ત્હોય અજાણ્યા થઈને, બોલ્યા વિંણાધારીરે.
ભક્તજનોનો મહિમા....૭૬

હે નૃપ ! કેમ સુકાતો જાયે, શું વ્યાધિ મન વળગીરે;
વૃત્તિ કેમ નિઃસાસા નાખે, કેમ પડે છે અળગીરે.
ભક્તજનોનો મહિમા....૭૭

ભૂપ કહે સુણો હે બ્રહ્મન્ ! વાત કહું વિસ્તારીરે;
સ્રીવશ થઈ સુતને વન કાઢયો, જોયું કૈં ન વિચારીરે.
ભક્તજનોનો મહિમા....૭૮

સુરૂચિના કુવચનથી ધ્રુવને, મનમાં માઠું લાગ્યુંરે;
તુર્તજ તે વનમાંહિ સીધાવ્યો, મમ દુર્ભાગ્યજ જાગ્યુંરે.
ભક્તજનોનો મહિમા....૭૯

જે બાળકનો જોટો જગમાં, જોતાં કયાંય ન મળતોરે;
આજ ફીકરથી રાતદિવસ જીવ, રહે છે મ્હારો બળતોરે.
ભક્તજનોનો મહિમા....૮૦

ભૂખ્યા તરસ્યા દીન બાળકને, શું વનપશુ નહિ ખાયેરે;
અહો અફસોસ ખરે આ નીચતા, મ્હારી સ્પષ્ટ જણાયેરે.
ભક્તજનોનો મહિમા....૮૧

પ્રેમથી ખોળે બેસતા સુતને, માન ન આપ્યું જયારેરે;
ત્યારેજ આ દુઃખના દિ આવ્યા, સુઝયું નહિ તલભારેરે.
ભક્તજનોનો મહિમા....૮૨

નારદ કરે હે નૃપતિ ! શાને, આંખથી આંસુ સારેરે;
જગ વિખ્યાત શ્રીધ્રુવના માટે, કર નહિ શોક લગારેરે.
ભક્તજનોનો મહિમા....૮૩

શ્રીહરિ પોતે તેની રક્ષા, સર્વ પ્રકારે કરશેરે;
દેવોને દુર્લભ એવું પદ, પામી પાછો ફરશેરે.
ભક્તજનોનો મહિમા....૮૪

એમ કહી દેવર્ષિ ચાલ્યા, રાજાએ ધીર ધારીરે;
રાજય લક્ષ્મીનો ત્યાગ કરીને, સમરે સુત–મુરારિરે.
ભક્તજનોનો મહિમા....૮૫

પેલી તરફ ધ્રુવે મધુવનમાં, સ્નાન કરી યમુનામાંરે;
તે રાત્રિ ઉપવાસ કર્યો ત્યાં, મનને રાખી મજામાંરે.
ભકતજનોનો મહિમા....૮૬

પછી મુનિના આદેશ પ્રમાણે, મન એકાગ્ર કરીનેરે;
શ્રીહરિ પૂજન કરવા માંડયા, અંતર હર્ષ ધરીનેરે.
ભકતજનોનો મહિમા....૮૭

ત્રણ ત્રણ રાત્રિના અંતે તે, દેહસ્થિતિ અનુસારેરે;
કોઠાં ને બોરાં ખાઈને, સેવા સમય ગુજારેરે.
ભકતજનોનો મહિમા...૮૭

એક મહિનો એમજ ગાળ્યો, હૈયે હરખ ન માયેરે;
બીજે મહિને છ છ દહાડે, ઘાસ ને પાંદડાં ખાયેરે.
ભકતજનોનો મહિમા....૮૯

ત્રીજે મહિને નવમે નવમે, કેવળ પાણી પીધુંરે;
પરમ કૃપાળુ પરમાત્માનું, પૂજન પ્રેમે કીધુંરે.
ભક્તજનોનો મહિમા....૯૦

ચોથે પણ નવમે નવમે દિ, વાયુ આહાર કીધોરે;
પ્રાણુ જીતી પ્રાણેશનો ફોટો, મનમાં ધારી લીધોરે;
ભકતજનોનો મહિમા....૯૧

તે પછી પાંચમે મહિને ધ્રુવજી, એક પગે રહ્યા ઉભારે;
પ્રાણુ જીતી શ્રીહરિને પૂજ્યા, તૂટયા મન મનસુબારે.
ભકતજનોનો મહિમા....૯૨

સર્વ તરફથી વાળી મનને, ઇંદ્રિયો વશ કીધીરે;
એકજ મંગલ મૂર્તિ હરિની, મનમાં જોઇ લીધીરે.
ભકતજનોનો મહિમા....૯૩

તે વખતે તેના તપોબળથી, ત્રણે લોકો કંપ્યારે;
હાહાકાર થયો બ્રહ્માંડે, કોઈ જીવો નહિ જંપ્યારે.
ભક્તજનોનો મહિમા....૯૪

પૃથ્વિ પણ અહિં નમવા લાગી, જેમ જહાજમાં હાથીરે;
દેવોના પણ પ્રાણ રૂંધાયા, હરિ શરણે ગયા આથીરે.
ભક્તજનોનો મહિમા....૯૫

દેવ કહે હે દયાનાસાગર ! સ્થાવર જંગમ પ્રાણીરે;
સૌનો પ્રાણુનિરોધ–કહિએ, આવી વાત ન જાણીરે.
ભક્તજનોનો મહિમા....૯૬

દયા કરીને દીન જનોપર, આ દુઃખમાંથી ઉગારોરે;
નહિંતર કોઇ ન બેલી આંહિ, આપ વિના અમારોરે.
ભક્તજનોનો મહિમા...૯૭

શ્રીહરિ સ્નેહ ધરીને બોલ્યા, સુંદિર મુખથી વાણીરે;
હે દેવો ! ગભરાઓ ન કોઈ, સઘળી વાત મેં જાણીરે.
ભક્તજનોનો મહિમા....૯૮

જેના લીધે હે દેવો ! આ પ્રાણ નિરોધ તમારોરે;
એ ઉત્તાનપાદ સુત ધ્રુવે, ખેલ કર્યો છે સારોરે.
ભક્તજનોનો મહિમા....૯૯

અભેદ ધ્યાન ધર્યું મધુવનમાં, પણ કોઈ ન ગભરાઓરે;
એને અટકાવું છું જઇ ત્યાં, સૌ સૌના ઘર જાઓરે.
ભક્તજનોનો મહિમા....૧૦૦

દેવ સીધાવ્યા સ્વર્ગ વિષે ને, મધુવનમાં મુરારિરે;
મળવા ભક્તપ્રવર ધ્રુવજીને, કરી ગરૂડપર સ્વારીરે.
ભક્તજનોનો મહિમા...૧૦૧

જે હરિ હૃદય કમળમાં જોયા, તે જોયા જ્યાં બહારેરે;
તે વખતે ધ્રુવ વિસ્મય પામી, વંદે વારંવારેરે.
ભકતજનોનો મહિમા...૧૦૨

દર્શન કરી કર જોડી ઉભા, કહેવા કૈં મન ધારેરે;
પણ બોલાય ન મુખથી જરીએ, પ્રભો ! પ્રભો ! ઉચ્ચારેરે.
ભક્તજનોનો મહિમા....૧૦૩

વેદ સ્વરૂપ શંખથી શ્રીહરિએ, સ્પર્શ કર્યો ધ્રુવ ગાલેરે;
તુર્તજ જ્ઞાન થયું ધ્રુવને ત્યાં, મસ્ત થઈને મ્હાલેરે.
ભકતજનોનો મહિમા....૧૦૪

જીવ ઈશ્વરનો ભેદજ જાણી, શ્રીહરિની સ્તુતિ કીધીરે;
અનેક રીતે ગુણ ગાઈને, ઇચ્છીત વસ્તુ લીધીરે.
ભકતજનોનો મહિમા....૧૦૫

પછી એને અભિનંદન આપી, શ્રીહરિ બોલ્યા વાણીરે;
તારા મનનો દૃઢ સંકલ્પ, મેં લીધો છે જાણીરે.
ભકતજનોનો મહિમા....૧૦૬

જો કે એ છે દેવને દુર્લભ, તોપણ હું તને આપુરે;
અવિચળ પદ તારૂં આ જગમાં, સાચા દિલથી સ્થાપુંરે.
ભકતજનોનો મહિમા....૧૦૭

જેને બ્રહ્માદિક ચાહે પણ, આપ્યું નહિજ અપાયેરે;
જેને પામ્યા પછી જગતમાં, જનમ મરણ નહિ થાયેરે.
ભકતજનોનો મહિમા....૧૦૮

સ્વયંપ્રકાશ-અવિચળ સ્થિતિ, કાયમ જે રહેનારૂંરે;
સૂર્ય ચંદ્રાદિ સૌના ઉપર, સૌને પણ જે પ્યારૂંરે.
ભક્તજનોનો મહિમા....૧૦૯

ધર્માદિસહ સપ્તર્ષિ પણ, પ્રદક્ષિણા કરી ફરતારે;
અહિં આવે તે કહિએ પાછા, ફરી નહિ અવતરતારે.
ભક્તજનોનો મહિમા....૧૧૦

હે ધ્રુવ! તારા મનની ઇચ્છા, સર્વ પ્રકારે ફળશેરે;
એકે પણ ઉપાધિ ન રહેશે, મ્હોંએ માગ્યું મળશેરે.
ભકતજનોનો મહિમા....૧૧૧

તારો તાત તને પૃથ્વિ દઈ, વનમાં જઈ હરિ ભજશેરે;
ઉત્તમ મરશે વનમાં-માતા, તન પાછળ તન તજશેરે.
ભક્તજનોનો મહિમા....૧૧૨

તું પોતે ધર્માશ્રિત રહીને, પૃથ્વિ પાલન કરશેરે;
યજ્ઞથી મ્હારૂં યજન કરીને, અંત સમય મ્હને સ્મરશેરે.
ભકતજનોનો મહિમા....૧૧૩

ઉત્તમ ભોગો ભોગવી જગના, છેવટ ત્યાં તું જાશેરે;
જયાં હું પોતે પ્રગટ રહું છું, હું થી અભેદ થાશેરે.
ભકતજનોનો મહિમા....૧૧૪

સપ્તર્ષિના પર જે આવ્યું, જયાં નહિ "હું ને મ્હારૂં"રે;
માયા મોહ નડે નહિ કદિએ, તે અવિચલ પદ તારૂંરે.
ભક્તજનોનો મહિમા....૧૧૫

કોઈને કદિ નહિજ મળેલું, તે પદ આપ્યું તુજનેરે;
તું જા ઘેર હું વૈકુંઠ જાઉં, વાર ઘણી થઈ મુજનેરે.
ભક્તજનોનો મહિમા....૧૧૬

એમ કહી હરિ વૈકુંઠ પહોંચ્યા, કરી ગરૂડ પર સ્વારીરે;
અંતર્ધ્યાન થતાં હરિ–ધ્રુવને, દુઃખ થયું છે ભારીરે.
ભકતજનોનો મહિમા....૧૧૭

કમલનયન કેશવનું દર્શન, કયારે ફરીથી થાશેરે;
હરિ વિના હૈયાની વાતો, કયાં જઈને કહેવાશેરે.
ભકતજનોનો મહિમા....૧૧૮

દર્શન પ્યાસી આંખલડીને, કયાં ઠરવાનું મળશેરે;
હરિ વિયોગરૂપી અગ્નિમાં, રાતદિવસ એ બળશેરે.
ભકતજનોનો મહિમા....૧૧૯

હું હિણભાગી માગતાં ભૂલ્યો, માગી મેં નહિ જાણ્યુંરે;
હાથે કરી હરિ દર્શન ખોયાં, અંતર કાંઇ–ન આણ્યુંરે.
ભકતજનોનો મહિમા....૧૨૦

સનકાદિ જો કે જાણે પણ, જોઇ શકયા ન જેનેરે,
માત્ર છ મહિનામાંહિજ મેં, પ્રાપ્ત કર્યું છે તેનેરે.
ભકતજનોનો મહિમા....૧૨૧

આમ છતાં મેં માયાવશ થઈ, માગ્યું છેકજ અવળુંરે;
હાથે કરી ઉંધું પાડે તો, કોણ કરી દે સવળુંરે.
ભકતજનોનો મહિમા...૧૨૨

મેં માગ્યું દેનારા મળીયા, તોપણ તૃષ્ણા રહી ગઈરે;
શોક કરેજ હવે શું વળશે, થાનારી તે થઇ ગઇરે.
ભકતજનોનો મહિમા....૧૨૩

એમ વિચારી ધ્રુવે મધુવનને, કોટિ પ્રણામ કીધારે;
સ્નાન કરી યમુનાના જળમાં, સીધા મારગ લીધારે.
ભકતજનોનો મહિમા....૧૨૪

પહોંચ્યા જન્મભૂમિની સીમમાં, કોઈએ દર્શન કરીનેરે;
આપ્યા શુભખબર જઈ નૃપને, અંતર સ્નેહ ધરીનેરે.
ભકતજનોનો મહિમા....૧૨૫

પહેલા નૃપે નહિ માન્યું પણ, મુનિ વચન સાંભરીયાંરે;
અમુલખ હાર દીધો એ જનને, આંખથી આંસુ સરીયાંરે.
ભકતજનોનો મહિમા....૧૨૬

સ્વજન અને સ્વનગરજનોને, શીઘ્ર ખબર પહોંચાડીરે;
આનંદ સાગરમાં સૌ ડૂબ્યાં, કોણ પિતા કોણ માડીરે.
ભકતજનોનો મહિમા...૧૨૭

સર્વ પ્રકારે યુકત બનીને, સર્વે કરી તૈયારીરે;
રથ–ઘોડા–હાથી અંબાડી; સારી રીતે શણગારીરે;
ભકતજનોને મહિમા...૧૨૮

સ્વજન સહિત રથમાં બેસી નૃપ, અંતર હર્ષ ધરીનેરે;
વધાવવા વ્હાલા બાળકને, નીકળ્યો સ્નેહ કરીનેરે.
ભકતજનોનો મહિમા...૧૨૯

ઢોલ નગારાં શંખાદિ સૌ, વાગ્યાં વિવિધ પ્રકારેરે;
તે સમયે ત્યાંની શોભાનું, ધ્યાન ન થાય લગારેરે.
ભકતજનોનો મહિમા...૧૩૦

દૂરથી આવતો જોઇ ધ્રુવને, પરમપુરૂષજ ધારીરે;
સામો ગયો નૃપ નિચે ઉતરી, નીતિ ધર્મ વિચારીરે.
ભકતજનોનો મહિમા...૧૩૧

ભાવ સહિત ભેટયો શ્રી ધ્રુવને, નિજ સદ્ભાગ્યજ જાણીરે,
વારંવાર સુંઘ્યું શિર સુતનું, આંખથી વરસ્યું પાણીરે.
ભકતજનોનો મહિમા...૧૩૨

સ્નેહાશ્રુના શીતળ જળથી, ધ્રુવને ખૂબ નવડાવ્યારે;
અંતરના ખૂબ વ્હાલપણાથી, વ્હાલા ધ્રુવને વધાવ્યારે.
ભકતજનોનો મહિમા...૧૩૩

પ્રેમ સહિત પિતાના ચરણે, ધ્રુવજી ત્યાં નમી પડીયારે;
આશીર્વાદ લીધો કર જોડી, ગગન સૂરો ગડગડીયારે.
ભકતજનોનો મહિમા...૧૩૪

પછી પહેલા ઉત્તમ જનનીને, ધ્રુવે પ્રણામ કીધારે;
ભાવસહિત ભેટી સુરૂચિએ, સુંદિર આશીષ દીધારે.
ભકતજનોનો મહિમા...૧૩૫

વિવેકબુદ્ધિ જોઇ ધ્રુવની, પોતે બહુ પસ્તાણીરે;
તેજ દિવસથી તેના મનની, વૃત્તિ થઇ ગઇ શાણીરે.
ભકતજનોનો મહિમા...૧૩૬

ધ્રુવે તો ઉપકારજ માની, સાવકી માને ઠારીરે;
તું જો હોત નહિ તો ધ્રુવને, ક્યાંથી મળત મુરારિરે.
ભકતજનોનો મહિમા...૧૩૭

તે પછી નિજજનનીના ચરણે, કોટિ પ્રણામ કરીયારે;
પવિત્ર માના પવિત્ર મુખથી, પવિત્ર શબ્દો સરીયારે.
ભક્તજનોનો મહિમા....૧૩૮

બહુ દિવસે બાળકને મળતાં, માને પ્હાનો ચઢીયોરે,
ધાવણની ધારાઓ છૂટી, જાણે શ્રાવણ પડીયોરે.
ભક્તજનોનો મહિમા....૧૩૯

ધ્રુવનું આખું અંગ ભીંજાયું, કોટિ ચુંબન કીધાંરે;
ખોળામાં લઇ ખૂબ રમાડયા, આશીર્વચનો દીધાંરે.
ભક્તજનોનો મહિમા....૧૪૦

માના મન આનંદ ન માયે, સુંદિર મુખડું જોઇરે;
"હરિભક્તો હરિરૂપજ" માની, પુત્ર ભાવના ખોઇરે.
ભકતજનોનો નહિમા....૧૪૧

તે પછી બે ભ્રાતાઓ ભેટયા, પછી સકળ નરનારીરે;
ધામધૂમથી શ્રી ધ્રુવજીને, લાવ્યા પૂર મોઝારીરે.
ભકતજનોનો મહિમા....૧૪૨

ઘર ઘર આનંદ વરતાયો ત્યાં, મંગળ ગીત ગવાયેરે;
દર્શનનાં ભૂખ્યાં ભાવિકથી, જરા ન દૂર જવાયેરે.
ભકતજનોનો મહિમા...૧૪૩

ધન્ય તાત ને ધન્ય જનેતા, ધન્ય કુળે અવતરીયારે;
ધન્ય નગરનાં સૌ નરનારી, ધન્ય ભૂમિ પગ ધરીયારે.
ભકતજનોનો મહિમા....૧૪૪

ધન્ય ધ્રુવના ગુણ ગાનારા, ધન્ય ગુણ સુણનારારે;
ધન્ય ધન્ય ધ્રુવ સેવક શંકર ધન્ય વ્યર્થ ગુણનાશારે.
ભકતજનોનો મહિમા....૧૪૫

તા. ૧૩–૯–૩૯

શ્રી ધ્રુવાખ્યાન સમાપ્ત

---

# * દાસ પચીસી *

શ્રીહરિ મંગલમય સદા, મંગલમય ગુણધામ;
એક અમંગલ દાસ હું, પ્રેમે કરૂં પ્રણામ.

× × × ×

ભકત વત્સલ હે પ્રભો ! ભીડભંજન ભગવાન;
પામર બુદ્ધિ દાસ હું, શું ગાઉં ગુણગાન. ૧
કાષ્ટ વિષેના અગ્નિવત્, આપ અનેક સ્વરૂપ;
વસ્તુતાએ એક છો, અવિચળ બ્રહ્મ અનૂપ. ૨
ઉપકારો બહુ આપના, કેમ ભૂલીજ જવાય;
આપની મંગલ મૂર્તિથી, કેમજ દૂર થવાય. ૩
વિચિત્ર આ સંસારથી, આપ કરો ઉદ્ધાર;
આપ વિના અહિં કોઇનો, ગજ વાગે ન લગાર. ૪
અવિચળ પદ્ધિ પામવા, વિનવું વારંવાર;
અન્ય કામથી જે ભજે, તે જન મૂઢ–ગમાર. ૫
જગરૂપ જંગલના વિષે, મદસિંહની બહુ બ્હીક;
પણ જો આપ દયા કરો, તો સૌ થાયે ઠીક. ૬
'હું–મ્હારૂં'ના વશ થઈ, કર્યાં અનર્થ અનેક;
માયા સાથે મ્હાલતાં, અર્થ સર્યો નહિ એક. ૭

વાર્યું પહેલા નવ કર્યું, હારી આવ્યો પાસ.
તોપણ આપ દયાનિધિ, હું દાસાનુદાસ. ૮

ઉપર દિસે આભલું, ધરતી દિસે હેઠ;
આપ વિના આ વિશ્વમાં, કોઇ ન મ્હારો શેઠ. ૯

પહેલા સમજી નવ લીધું, પાછળ વળગી વેઠ;
આપ વિના આ દાસને, પહોંચાડે કોણ ઠેઠ. ૧૦

શેઠ થવું સૌને ગમે, પણ કોડી નહિ પાસ;
હું તો કેવળ આપના, ચરણ કમલનો દાસ. ૧૧

દાસપણાથી દેવ પણ, આપવડેજ પૂજાય;
શેઠપણામાં ડોઘલાં, બહુનાં ઉચાં થાય. ૧૨

આપ કને શું માગવું, કયાં છો આપ અજાણ;
તોપણ ટુંકી બુદ્ધિના, કરતા તાણાતાણ. ૧૩

મમ મનરૂપ મંદિર વિષે, કાયમ કરો નિવાસ;
રાત દિવસ રહેવા ચહું, વ્હાલા આપની પાસ. ૧૪

મ્હારા જેવા આપને, મળશે લાખ કરોડ;
પણ મ્હને આખા વિશ્વમાં, મળે ન આપની જોડ. ૧૫

પલપણ પ્રભુ દર્શન વિના, મ્હારાથી ન રહેવાય;
વ્હાલાના વિયોગનું, દુઃખ નહિજ સહેવાય. ૧૬

જળ વિના જળ મીનના, જેવા દહાડા જાય;
તેવા દહાડા દાસના, આપશ્રી વિના જાય. ૧૭

ડહાપણના દરિયાવ છો, જ્ઞાનતણા ભંડાર;
પણ મ્હારા હૈયાતણા, આપ અમુલખ હાર. ૧૮

જુદા પડવું દાસથી, કેમ ગમે છે નાથ;
કહોને વ્હાલા કૃષ્ણજી, આવોજ કરશો સાથ. ૧૯

જળમાંહિ જો જળ મળે, તો કેમ જુદું થાય;
પણ જો જળમાં દુધ મળે, તો જુદું થઇ જાય. ૨૦

ઘણા દિવસની ભૂખડી, ઘણા દિવસની પ્યાસ;
આજે આપ મળે ટળી, અંતર અતિ ઉલ્લાસ. ૨૧

પ્રેમ સમું અમૃત નહિ, વ્હેમ સમું નહિ ઝેર;
પ્રેમામૃતના પાનથી, થઇ ગઇ લીલા લ્હેર. ૨૨

આનંદમય જીવનવિષે, હવે ન કોઇની આશ;
સમજ્યા વિના શઠજનો, છોને થાય નિરાશ. ૨૩

આપજ મ્હારૂં સર્વ છો, આપજ તારણહાર;
હોય દયા જો આપની, તો કોણ મારણહાર. ૨૪

વ્હાલા આપના મુખથી, વરસે અમૃતધાર;
પેટ ભરી શંકર પીયે, પણ તૃપ્તિ ન લગાર. ૨૫

દાસ પચીસી ગાઇ જે, થાયે સૌનો દાસ,
તેના મનમંદિર વિષે, કરે શ્રીહરિ નિવાસ.

તા. ૧૩–૯–૩૯

( દાસ પચીસી )

સમાપ્ત

# * શ્રી અંબરીષાખ્યાન *

## મંગલાચરણ

શ્રીપતિ પદ પંકજ પૂજી, ધરી નિરંતર ધ્યાન;
ભકત પ્રવર અંબરીષનુ, આજે કહું આખ્યાન.

## પ્રારંભ પ્રતિજ્ઞા

મનુ પૌત્ર નાભાગનો, પુત્ર એક અંબરીષ;
જેણે કેવળ ભક્તિથી, વશ કરીયા જગદીશ. ૧
પાછો કયાંય પડે નહિ, દુર્વાસાનો શાપ;
પણ એ કાંઈ ન કરી શકયો, શ્રીહરિભક્તિ પ્રતાપ. ૨
એવા ભકત પ્રવરતણું, ઉત્તમ જીવન ચરિત્ર;
ખળને પણ પાવન કરે, એવું અતિ પવિત્ર. ૩
કહી સંભળાવું સર્વને, સાંભળજો દઈ ધ્યાન;
ભકિત મહિમા જાણીને, ભજજો શ્રીભગવાન. ૪

## પ્રારંભ

આજે શ્રીઅંબરીષતણી હું, સુંદિર ગાથા ગાઉંરે;
સુંદિર ગાથા ગાઉં, સંતો, સુંદિર મહિમા ગાઉંરે... આજે. ટેક.
ભકિત મહિમા એનો ભારી, ભેદ ન કોઈ પામેરે;
બ્રહ્માદિક પણ જોઇ એને, નમતા આવે સામેરે.
આજે....૧
શેષ હજાર મુખે ગુણ ગાયે, શારદ મન શરમાયેરે;
તો પછી હું તો શું લેખામાં, કયીરીત ગુણ ગવાયેરે.
આજે....૨

આમ છતાં પણ કાલાવાલા, કરવાનું મન મ્હારૂંરે;
એથી જે ગાંડું ઘેલું તે, લખવા હું અહિં ધારૂંરે.
આજે....૩

ભકતોમાં અંબરીષ સરીખો, કોઇ થયો નહિ થાશેરે;
સુંદિર ગાથા સુણતાં સૌને, વસ્તુ આ સમજાશેરે.
આજે....૪

માત પિતાના શુભ સંસ્કારો, બાળક ઉપર પડેછેરે;
અવળાં પોતે હોય તો બાળક, અવળા રસ્તે ચઢેછેરે.
આજે....૫

શ્રીઅંબરીષ પિતા નાભાગે, સુકૃત કરીયાં સારાંરે;
એનાં ફળ એમાંજ ઉતરીયાં, કુળ થયાં ઉજીયારાંરે.
આજે....૬

સાત દ્વીપોવાળી પૃથ્વિનો, અંબરીષ પોતે રાજારે;
અખૂટ ધન ભંડારો ભરીયા, વૈભવ પણ છે ઝાઝારે.
આજે...૭

આમ છતાં સ્વપ્નાસમ માની, એમાં મોહ ન રાખેરે;
દીન જનોપર દયા કરીને, કામજ કાઢી નાખેરે.
આજે....૮

શ્રીહરિ ને શ્રીહરિ ભકતોની, સેવા લાગે સારીરે;
આધીનતા ને નિર્મળતા એ, પ્રાણથકી પણ પ્યારીરે.
આજે....૯

દેવાંશીને દિવ્ય સુખો પણ, લાગે છેકજ અળખાંરે;
પાપી ને પાખંડી ભકતો, મારી રહ્યા છે વળખાંરે.
આજે....૧૦

મનને કૃષ્ણ ચરણમાં સ્થાપી, ધ્યાન નિરંતર ધારેરે;
શ્રીહરિના સુંદિર સ્વરૂપ વિણ, અન્ય ન કાંઇ વિચારેરે.
આજે....૧૧

વાણી શ્રીહરિ ગુણગાવામાં, ઘડીએ પડે ન નવરીરે;
ડાહી થઇ દુનિયાની જુઠી, છોડી દીધી લવરીરે.
આજે....૧૨

શ્રીહરિના મંદિરની સેવામાં, બન્ને હાથ લગાડયારે;
સાફસુફી રાખે બહુ સારી, સૂતા દેવ જગાડયારે.
આજે....૧૩

શ્રીહરિ ઉત્તમ કથા શ્રવણમાં, બન્ને કાનો જોડયારે;
સારા નરસા શબ્દો જગના, સાંભળવાના છોડયારે.
આજે....૧૪

શ્રીહરિનું દર્શન કરવામાં, બન્ને નેત્ર લગાડયાંરે;
હરિદર્શન મહિમાનાં વાજાં, વિવિધ પ્રકારે વગાડયાંરે.
આજે....૧૫

સ્થૂલ શરીર સંગમ કરવાનું, હરિ ભક્તોથી રાખ્યુંરે;
સ્ત્રી સંગમ ઉપરથી મનડું, છેકજ કાઢી નાખ્યુંરે.
આજે....૧૬

શ્રીહરિ ચરણે ચઢેલી વૃંદા, નાસિકાઓ સુંઘેરે;
હરિ અર્પિત નૈવેદ્ય ગ્રહી જીભ, સુખ શય્યામાં ઉંઘેરે.
આજે....૧૭

શ્રી હરિના ક્ષેત્રોમાં જવાનું, કામ પગોને આપ્યુંરે;
મસ્તક હરિ વંદન કરવામાં, કાયમ માટે સ્થાપ્યુંરે.
આજે....૧૮

શ્રીહરિ દાસપણાજ નિમિત્તે, ચંદન આદિ સેવારે;
જેમ ગમે ભક્તોને તેમજ, વર્તે મહાપદ લેવારે.
આજે....૧૯

"સર્વત્ર એકજ શ્રીહરિ છે", તેવાં કર્મો તેનાંરે;
અર્પી યજ્ઞ અધિષ્ટાતામાં, માણે સુખ મજેનાંરે.
આજે....૨૦

વિપ્રવરોના કહેવા પ્રમાણે, પૃથ્વિનું રાજ્ય ચલવતોરે;
યજ્ઞો કરી શ્રી યજ્ઞપતિને, સારી રીતે પલવતોરે.
આજે....૨૧

તેના તેજ પ્રભાવે નોકર, ચાકર સર્વે ઘરનાંરે;
ભક્તિમાં તલ્લીન રહેતાં, પોતાનાં ને પરનાંરે.
આજે...૨૨

કાયમ સર્વે હરિગુણ ગાતાં, હરિ કથા સાંભળતાંરે;
શબ્દાદિક કાદવ કીચડમાં, કોઈ કદિ નહિ ગળતાંરે.
આજે....૨૩

સર્વ વિકારને શત્રુ માની, સંગ કદિ નહિ કરતાંરે;
શ્રીહરિ ચરણે ચિત્ત રાખીને, છૂટા છેડે ફરતાંરે.
આજે....૨૪

ઘર ઘર સુંદિર મંદિર સ્થાપી, શ્રીપતિને પધરાવ્યારે;
ગલીએ ગલીએ હરિભક્તિના, સુંદિર થર પથરાવ્યારે.
આજે....૨૫

જ્યાં જુઓ ત્યાં શ્રીહરિગુણનાં, મંગલ ગીત ગવાયેરે;
શ્રીહરિની મંગલ મૂર્તિનાં, દર્શન ઘર ઘર થાયેરે.
આજે....૨૬

ઘર સ્ત્રી પુત્ર અને સંબંધી, ગજ રથ ઘોડા આદિરે;
રત્ન અલંકારાદિ મિથ્યા, માની ભકિત સાધીરે.
આજે....૨૭

શ્રીહરિએ ખૂબ રાજી થઇને, ચક્ર સુદર્શન આપ્યુંરે;
ભકતજનોમાં શ્રી અંબરીષનું, સર્વોત્તમ પદ સ્થાપ્યુંરે.
આજે....૨૮

ભકિત તથા સ્વધર્માચરણથી, શ્રીહરિને વશ કીધારે;
સર્વ પ્રકારે સૌના સંગો, ક્ષણમાં છોડી દીધારે.
આજે....૨૯

એક સમય તેણે સ્ત્રી સાથે, કૃષ્ણારાધન કાજેરે;
એક વરસ દ્વાદશીવ્રત કીધું, મનમાં શ્યામ વિરાજેરે.
આજે...૩૦

એ વ્રતના અંતે કાર્તિકમાં, ત્રણ ઉપવાસ કરીનેરે;
યમુના સ્નાન કરી મધુવનમાં, પૂજ્યા ત્યાં શ્રીહરિનેરે.
આજે....૩૧

સર્વ પ્રકારે શ્રીઅંબરીષે, શ્રીહરિ પૂજન કીધુંરે;
સુંદિર દાન કરી બ્રાહ્મણને, ઉત્તમ ભોજન દીધુંરે.
આજે....૩૨

પછી વિપ્રોની આજ્ઞા લઇને, પારણું કરવા ધારેરે;
તેજ સમય દુર્વાસા આવ્યા, તેના પવિત્ર દ્વારેરે.
આજે....૩૩

અર્ઘ્યાદિકથી પૂજન કરીને, સુંદિર આસન દીધુંરે;
અતિથિ રૂપ મહામુનિને જોઇ, સુભાગ્ય માની લીધુંરે.
આજે....૩૪

ચરણુ કમલમાં વંદી તેણે, ભોજન માટે વિનવ્યુંરે;
કરી સ્વીકાર શ્રીમુનિએ તેનો, તેનું મનડું મનવ્યુંરે.
આજે....૩૫

મધ્યાહ્ન સંધ્યા આદિ કર્મો, હજી કરવાં છે મ્હારેરે;
પછી જમીશ કહીને દુર્વાસા, ગયા યમુના કિનારેરે.
આજે....૩૬

શ્રીયમુનાના પવિત્ર જળમાં, ડુબકી મારી પેઠારે;
સર્વ ઉપાધિથી રહિત બનીને, બ્રહ્મધ્યાનમાં બેઠારે.
આજે....૩૭

અહિં પારણા માટે બારશ, એકજ ઘડી છે બાકીરે;
રાહ જોઇ–રાજા આદિની, આંખલડીઓ થાકીરે.
આજે....૩૮

અસહ્ય ધર્મ આફત જોઇ, રાજા વાત વિચારેરે;
વિનવી કહે છે વિપ્રવરોને, શું કરવું હવે મ્હારેરે.
આજે....૩૯

ઉંડા વિચાર કરીને વિપ્રે, સુંદિર ઉત્તર આપ્યોરે;
"પાણી પી પારણું કરો" કહી, નૃપનો સંશય કાપ્યોરે.
આજે...૪૦

પાણી પીને શ્રીઅંબરીષે, પારણું કરીજ લીધુંરે;
એવામાં શ્રીદુર્વાસાએ, તુરત દર્શન દીધુંરે.
આજે....૪૧

સંધ્યાદિક કર્મો અટપીને, મહામુનિ ત્યાં આવ્યારે;
ચરણે પડીને શ્રીઅંબરીષે, વ્હાલપણાથી વધાવ્યારે.
આજે...૪૨

મુનિએ ધ્યાન ધરીને મનમાં, તુરત જોઇ કીધુંરે;
આપી નિમંત્રણ આવ્યા પહેલાં, તેં પારણું કરી લીધુંરે.
આજે....૪૩
ક્રોધ કરી દુર્વાસા બોલ્યા, હે રાજા અભિમાનીરે;
કેમ હવે હું છોડું તુજને, તું છે કયાં અજ્ઞાનીરે. આજે....૪૪
જાણી જોઇ તેં તો આજે, સૂતો સિંહ છંછેડયોરે;
કેમ કરીને બચી શકીશ તું, યમ રાજાને તેડયોરે.
આજે....૪૫
અહો લક્ષ્મીથી છકી ગયેલા, જરા ન તેં વિચાર્યુંરે;
મ્હારા જેવાને પણ પી જઇ, કરીયું મનનું ધાર્યુંરે. આજે....૪૬
હાલ ને હાલજ હું તેનું ફળ, આજે અહિં ચખાડુંરે;
એકજ પળમાં તારો મદ હું, કાઢી ધૂળ ફકાડુંરે. આજે....૪૭
એમ કહી દુર્વાસા મુનિએ, જોરથી જટા પછાડીરે;
પ્રલય કાળના અગ્નિ જેવી, કૃત્યા એક ત્યાં કાઢીરે.
આજે....૪૮
ખડ્ગ સહિત બળબળતી કૃત્યા, નૃપના સામે દોડીરે;
પણ રાજાએ પ્રેમ ધરીને, ઉલટી સુરતા જોડીરે. આજે....૪૯
પોતે ઉભેલો તે સ્થળથી, ખસ્યો નહિજ લગારીરે;
જેને શ્રીહરિ રાખે તેને, કોણ શકે છે મારીરે. આજે....૫૦
તેજ સમય સુદર્શન છૂટયું, સારો સમય વિચારીરે;
બાળી ખાખ કરી કૃત્યાને, ભકત લીધો ઉગારીરે.
આજે....૫૧
પછી ધસ્યું એ પૂર્ણ વેગથી, દુર્વાસાના ઉપરરે;
નિજ યુકિત નિષ્ફળ ગઇ જાણી, નાઠા ત્યાંથી મુનિવરરે.
આજે....૫૨

પ્રાણ બચાવવાની ઇચ્છાથી, ભયભીત થઈને ભાગ્યારે;
આગળ મુનિ પાછળ સુદર્શન, બાર બરોબર વાગ્યારે.
આજે....૫૩

મેરૂ ગુફા ભૂમંડળ નભમાં, પેઠા સાત પતાળેરે;
સાત સિંધુ ને ચૌદ ભૂવનમાં, કયાંય ન શરણું ભાળેરે.
આજે....૫૪

જ્યાં જ્યાં જાયે ત્યાં ત્યાં પાછળ, ચક્ર દોડયું આવેરે;
ત્રાસ કરી તે મુનિના મનને, ખૂબ ને ખૂબ તપાવેરે.
આજે....૫૫

એક ઉપાય ન સુઝયો જ્યારે, ત્યારે ગયા અજપાસેરે;
વારંવાર નમી કહી કહાણી, તપી ગયા છે ત્રાસેરે. આજે....૫૬

હે બ્રહ્મા ! હે આત્મયોનિ ! જરા દયા કૈં આણીરે;
શ્રીહરિના ચક્રથી ઉગારો, દાસનો દાસજ જાણીરે. આજે....૫૭

બ્રહ્મા કહે મુનીશ્વર એમાં, મ્હારૂં કાંઇ ન ચાલેરે;
શ્રીવિષ્ણુની આજ્ઞા વિના, પાંદડું પણ નહિ હાલેરે.
આજે....૫૮

કાળ સ્વરૂપ ભગવાનની ક્રીડા, પૂરી થાશે જ્યારેરે;
સૌના સાથે બ્રહ્મલોક પણ, ખાખ થઇ જશે ત્યારેરે.
આજે....૫૯

હું શંકર ને દક્ષાદિ સૌ, શ્રીહરિ આજ્ઞાકારીરે;
એથી કોઇ ઉપાય ન મ્હારો, જો કે બહુ લાચારીરે.
આજે....૬૦

એમાં પણ હરિજનના દ્રોહી, કોટિ ઉપાયો કાચારે;
માટે આપ ગમે ત્યાં જઈને, શોધો મારગ સાચારે.
આજે....૬૧

બ્રહ્માએ ના પાડી ત્યારે, મુનિ ગયા કૈલાસેરે;
બહુજ રડી પડયા દુર્વાસા, જઈ શ્રીશંકર પાસેરે. આજે....૬૨
શંકર કહે સુણો હે મુનીશ્વર, એક ઉપાય ન મ્હારોરે;
અમેજ જયાં માયાના આધીન, ત્યાં શું હિશાબ તમારોરે.
આજે....૬૩
સર્વેશ્વરની છાયામાં પણ, માયા જાણી ન જાયેરે;
મ્હારા સહ અજ નારદ આદિ, સર્વે હરિગુણ ગાયેરે.
આજે....૬૪
શ્રીહરિનું સુદર્શન અમથી, વાળ્યું નહિ વળાયેરે;
માટે શ્રીહરિ શરણે જાતાં, આપને શાંતિ થાયેરે. આજે....૬૫
હરિજનના દ્રોહી બની આપે, અનર્થ કરીયો ભારેરે;
વગર વિલંબે વૈકુંઠ વિષે, જાવું હવે તમારેરે. આજે....૬૬
એ વિના બીજો નહિ મારગ, આપના માટે સારોરે;
શ્રીહરિ પોતે દયા લાવીને, કરશે કૈં નિસ્તારોરે. આજે....૬૭
નિરાશ થઈ નીકળી દુર્વાસા, વૈકુંઠ વિષે પેઠારે;
જયાં શ્રીહરિ શ્રીલક્ષ્મી સાથે, નિવૃત્તિમાં બેઠારે. આજે....૬૮
શ્રીહરિ ચરણે શીશ નમાવી, શ્રીહરિ સ્તુતિ કીધીરે;
અર્જ કરી અંતરની પીડા, સઘળી કહી ત્યાં દીધીરે.
આજે...૬૯
હે અચ્યુત! અનંત પ્રભો હે, જગનું હિત કરનારારે;
બળી મરૂં છું ચક્રતાપથી, પ્રાણ મુંઝાયે મ્હારારે. આજે....૭૦
વ્હાલા મેં અપરાધ કર્યો છે, આપના વ્હાલાજનનોરે;
તોપણ આપ દયા કરી કહેશો, ઉપાય મ્હારા મનનોરે.
આજે....૭૧

ભટકી ભટકી સર્વ જગાએ, છેવટ હું અહિં આવ્યોરે;
બ્રહ્મા ને મહાદેવે પણ આ, એકજ રાહ બતાવ્યોરે.
આજે....૭૨

કેવળ આપનું નામજ લેતાં, મહાપાપી પણ તરતારે;
પણ આપના ભક્તો દ્રોહી, કદિ નહિ ઉગરતારે. આજે....૭૩

મહિમા પહેલા જાણ્યો નહિ મેં, નહિંતર કરત ન આવુંરે,
આગળ આંખો ઉઘડી નહિ ને, પાછળ શું પસ્તાવુંરે.
આજે....૭૪

શ્રીહરિ સ્નેહ ધરીને બોલ્યા, અમૃત જેવી વાણીરે;
હે બ્રાહ્મણ! મેં અંતર પીડા, સઘળી લીધી જાણીરે.
આજે....૭૫

પણ હું પોતે ભક્તાધીન છું, મ્હારૂં પણ નહિ ચાલેરે;
ભકતોની ઇચ્છાજ પ્રમાણે, મ્હારૂં ગાડું હાલેરે. આજે....૭૬

સ્ત્રી પુત્રાદિક સર્વ તજીને, જેઓ થાય છે મ્હારારે;
તે ભકતોને કેમ તજું હું, કહો મુનીશ્વર પ્યારારે.
આજે....૭૭

લક્ષ્મી કે સાયુજ્યાદિને, સ્વપ્ને પણ નહિ ચ્હાયેરે;
એવા ભકતોના આધીન હું, ચ્હાય પછી તે થાયેરે. આજે....૭૮

મ્હારા ભક્તો મ્હારા વિના, અન્ય ન કાંઈ જાણેરે;
મ્હારૂં મન પણ કાયમ માટે, વર્તે એજ પ્રમાણેરે. આજે....૭૯

હું ભકતોનો ભકતો મ્હારા, શંકા કાંઈ ન એમાંરે;
શંકા તો શઠજનમાં શોભે, જડતા બેઠી જેમાંરે, આજે....૮૦

જપી તપી સાધુ સંન્યાસી, જેણે ભેખજ લીધારે;
તે જો મમ જનને પીડે તો, તુરત કરૂં હું સીધારે. આજે....૮૧

આથી મ્હારૂં કાંઇ ન ચાલે, પણ ઉપાય બતાવુંરે,
જેના દોષી થયાજ તેની, પાસે તમારે જાવુંરે. આજે....૮૨
એ વિના ઉપાય ન બીજો, આપના માટે સારોરે;
ત્યાં જઈ તેની માફી માગો,તો આવે નિસ્તારોરે. આજે....૮૩
જો એ ભક્તની દયા થશે તો, કાર્ય તમારાં સરશેરે;
ભર દરિયામાં ગોથા ખાતું, નાવડું પાર ઉતરશેરે. આજે...૮૪
એમ કહ્યું જ્યારે શ્રીહરિએ, ત્યારે શ્રીમુનિ ઉઠયારે;
કોઇ પ્રકારે બચે નહિ તે, જેના રામજી રૂઠયારે. આજે....૮૫
વૈકુંઠથી નીકળી પૃથ્વિ પર, પાછા પોતે આવ્યારે;
પ્રેમસહિત અંબરીષ રાજાએ, આગળ જઇને વધાવ્યારે.
આજે....૮૬
ઉલટી ક્ષમા નિહાળી મુનીશ્વર, મનમાં બહુ પસ્તાયારે;
ભકત ચરણમાં માથું નાખી, ભકતોનો ગુણ ગાયારે.
આજે...૮૭
કોટિવાર પ્રણામ કરીને, મુનિએ માફી માગીરે;
સત્યાસત્યની સમજણ પડતાં, અહંભાવના ત્યાગીરે.
આજે....૮૮
ચરણે સ્પર્શ કરેલો જોઇ, ભકત પ્રવર શરમાયારે;
દયાવડે વ્યાકુળ બનીને, શોકાશ્રુથી નાહ્યારે. આજે....૮૯
પછી અનેક પ્રકારે પોતે, ચક્રની સ્તુતિ કીધીરે;
દુર્વાસાનું દુઃખ દૂર કરીને, અંતર આશીષ લીધીરે.
આજે....૯૦
સર્વ તરફથી બાળી રહેલું, ચક્ર સુદર્શન ઠરીયુંરે;
પછી મુનિને ભોજન આપી, પોતે ભોજન કરીયુંરે.
આજે...૯૧

ધન્ય ધન્ય આવા ભકતોને, જેણે હરિવશ કીધારે;
અનન્ય ભાવે હરિ ભજીને, ખૂબ હરિરસ પીધારે.
આજે...૯
આજે તો આનંદ થયો બહુ, ભકતનો મહિમા ગાતાંરે
શંકર મન તલ્લીન બન્યુંછે, શ્રીહરિ કરૂણા થાતાંરે. આજે....૯

શ્રી અંબરીષાખ્યાન સમાપ્ત

# ❋ શ્રી રંતિદેવાખ્યાન ❋

## મંગલાચરણ

શ્રીપતિપદપંકજ નમી, ધરી નિરંતર ધ્યાન,
ભકતથી રંતિદેવનું, આજ કહું આખ્યાન.

## પ્રારંભ પ્રતિજ્ઞા

સંકૃતિ સુત એ સદ્‌ગુણી, દયાતણો ભંડાર;
પરહિત માટે પ્રાણ દઈ, કર્યાં બહુ ઉપકાર.
પ્રાણથી પ્રિય પરને ગણે, જાણી શ્રી હરિરૂપ;
કેમ કરી એ આતમા, ડૂબે ભવજલ કૂપ.
હું-મ્હારૂં નહિ દેહમાં, જરા નહિ અજ્ઞાન;
સુખ દુઃખાદિ સર્વમાં, સદાય બુદ્ધિ સમાન.
પ્રેમી જન સૌ સાંભળો, અદ્‌ભૂત એનું ચરિત્ર;
મહાપાપી આત્માને પણ, પળમાં કરે પવિત્ર.
× × × ×

## પ્રારંભ

રાજા રંતિદેવની ગાથા, અદ્‌ભૂત આનંદકારીરે,
અદ્‌ભૂત આનંદકારી,સંતો! ભવજળ તારણહારીરે....રાજા...

જેનો યશ આ લોક અને, પરલોક વિષેજ ગવાયેરે,
જેને સુણતાં બ્રહ્મહત્યાદિક, પાપો પણ બળી જાયેરે;
રાજા રંતિદેવની ગાથા...૧
જે સમયે જે આવી મળે તે, આનંદથી ભોગવતોરે,
બાધિતાનુવૃત્તિથીજ એ, જીવન જહાજ ચલાવતોરે,
રાજા રંતિદેવની ગાથા....૨
પોતે ભૂખ્યો હોય છતાં પણ, જો કોઈ આવી માગેરે,
તો તે તુર્તજ આપી દઈને, પ્રેમથી પાયજ લાગેરે,
રાજા રંતિદેવની ગાથા....૩
પોતે પોતાની પાસે કૈં, વસ્તુ નહિ સંઘરતોરે,
પરમ કૃપાલુ પરમાત્માનું, ધ્યાન નિરંતર ધરતોરે,
રાજા રંતિદેવની ગાથા....૪
જેવો સુખમાં રાજી તેવો, દુઃખમાં પણ રહે રાજીરે,
અઢળક દુઃખ આવી પડે તો પણ, કહિએ થાય ન પાજીરે,
રાજા રંતિદેવની ગાથા....૫
સૃષ્ટિ ઉપરના સર્વ જીવોમાં, સમબુદ્ધિ એ રાખેરે,
ગ્રહવા યોગ્યજ વસ્તુ ગ્રહીને, અમૃતમય ફળ ચાખેરે,
રાજા રંતિદેવની ગાથા....૬
એક સમય અડતાળીસ દિવસ, પાણી પણ નવ મળીયુંરે,
તેમ છતાં પણ તેનું મનડું, જરાય નહિ ખળભળીયુંરે,
રાજા રંતિદેવની ગાથા....૭
જેને મોહ ન જરીએ તનપર, તેને ચિંતા શાનીરે,
ક્ષુધા પિપાસા સુખ દુઃખ આદિ, કાંઇ કરે નહિ હાનિરે,
રાજા રંતિદેવની ગાથા....૮
કારણકે તેનું મન કાયમ, શ્રીહરિ ચરણે લાગ્યુંરે,

એવા ભકતોનું આ જગમાં, સ્હેજે ભવદુઃખ ભાગ્યુંરે,
રાજા રંતિદેવની ગાથા....૯

મનુષ્ય મજુરી રાખે નહિ તો, શ્રીહરિ શાના રાખેરે,
એકજ પળમાં નિજ ભકતોનું, કામજ કાઢી નાખેરે,
રાજા રંતિદેવની ગાથા....૧૦

શ્રીહરિ ભક્તિ પ્રતાપથી એને, સદાય આનંદ રહેતોરે,
અંતર સ્થળમાં અખંડ શાંતિ, પ્રવાહ અખંડ વહેતોરે,
રાજા રંતિદેવની ગાથા....૧૧

ઓગણપચાસમાજ દિવસના, મંગલમય સવારેરે,
લાવશી–ઘી–દુધપાક ને પાણી, આવી મળીયાં જ્યારેરે,
રાજા રંતિદેવની ગાથા....૧૨

ત્યારે દુઃખી કુટુંબવાળો તે, નિજ પરિવારની સાથેરે,
જમવા ઇચ્છે છે એટલામાં, લીલા કરી ત્યાં નાથેરે,
રાજા રંતિદેવની ગાથા....૧૩

કોઇ એક બ્રાહ્મણ અતિથિએ ત્યાં, આવી ખાવા માગ્યુંરે,
તુર્તજ તેણે નિજ ભાણું દઇ, દેહ મમત્વ ત્યાગ્યુંરે,
રાજા રંતિદેવની ગાથા....૧૪

સર્વત્ર શ્રીહરિ જોનારે, જરાય મન ન ડગાવ્યુંરે,
ભૂખ તરસ પરથી મન ખેંચી, શ્રીહરિમાંજ લગાવ્યુંરે,
રાજા રંતિદેવની ગાથા....૧૫

વિદાય સુંદિર આપી દ્વિજને, બન્ને હાથો જોડીરે,
નિજ સદ્ભાગ્યજ માની તેણે, અહંભાવના તોડીરે,
રાજા રંતિદેવની ગાથા...૧૬

પછી વહેંચેલું કુટુંબને તે, પોતે જમવા ધારેરે,
એવામાં એક શુદ્ર અતિથિ, આવી ઉભો દ્વારેરે,
રાજા રંતિદેવની ગાથા....૧૭

તે વખતે પણ પ્રેમ ધરીને, તેમાંથી કૈં આપ્યુંરે;
પેટ ભરી જમી ગયો અતિથિ, દુઃખીયાનું દુઃખ કાપ્યુંરે.
રાજા રંતિદેવની ગાથા....૧૮
એવામાં વળી કોઇ અતિથિ, કુતરાંઓ લઇ સાથેરે;
આવીને કરગરવા લાગ્યો, પગે પડી બે હાથેરે.
રાજા રંતિદેવની ગાથા....૧૯
હે રાજા! હું ભૂખ્યો છું ને, ભૂખ્યું કુટુંબ આ મ્હારૂંરે;
દયા કરી કૈં ખાવા દે તો, શ્રીહરિ કરશે સારૂંરે.
રાજા રંતિદેવની ગાથા....૨૦
તેનો પણ સત્કાર કરીને, બાકી હતું એ આપીરે;
કુટુંબ સહિત જમાડયો તેને, શ્રીહરિમાં મન સ્થાપીરે.
રાજા રંતિદેવની ગાથા....૨૧
વારંવાર પ્રણામ કરીને, વિદાય એને દીધીરે;
સર્વસ્વ અર્પી દઇ એણે, સુંદિર આશિષ લીધીરે.
રાજા રંતિદેવની ગાથા....૨૨
પછી તો માત્ર પાણીજ બાકી, છે પોતાની પાસેરે;
તે પણ એકજ પીએ તેટલું, નાના પાત્રમાં ભાસેરે.
રાજા રંતિદેવની ગાથા....૨૩
પીવા પોતે જાય તેવામાં, કોઇ એક ચંડાળ આવ્યોરે;
કરગરી માગ્યું પાણી પીવા, ભાવિએ ભાવ ભજાવ્યોરે.
રાજા રંતિદેવની ગાથા...૨૪
દયાજનક વાણી સાંભળીને, રાજાને દયા આવીરે;
અમૃતમય ઉત્તર આપીને, સજ્જનતા દરશાવીરે.
રાજા રંતિદેવની ગાથા....૨૫
રાય કહે હું શ્રીહરિ પાસે, અષ્ટ સિદ્ધિ નહિ માગું રે;

ઉત્તમ ગતિ તથા મુક્તિને, પણ હું પોતે ત્યાગું રે.
રાજા રંતિદેવની ગાથા....૨૬

માત્ર ચહું પરદુઃખ ભોગવવા, હરકોઇ વિષે રહીનેરે;
સર્વ પ્રકારે સુખરૂપ થાવું, સૌને મનથી ચહીનેરે.
રાજા રંતિદેવની ગાથા....૨૭

જેથી દુઃખીયાં સર્વે પ્રાણી, દુઃખ રહિતજ થાયેરે;
એથીજ મ્હારૂં હિત સર્વેના, હિતમાંહિજ સમાયેરે;
રાજા રંતિદેવની ગાથા....૨૮

આ તરસ્યો જીવ તલસી રહ્યો છે, જીવવા માટે જ્યારેરે;
તો પછી તેને જળ દેવામાં, ઢીલ ઘટે ન લગારેરે.
રાજા રંતિદેવની ગાથા....૨૯

તેના જીવનરૂપ જળ દેતાં, ભૂખ તૃષાદિ ભાગ્યાંરે;
એમ કહી જળ આપ્યું એને, નિર્ભય નિશાન વાગ્યાંરે.
રાજા રંતિદેવની ગાથા....૩૦

બ્રાહ્મણ આદિ થઈ આવ્યા'તા, જે બ્રહ્માદિ દેવોરે;
તેઓ દર્શન આપી બોલ્યા, કોઇ ન તારા જેવોરે.
રાજા રંતિદેવની ગાથા....૩૧

તારા જેવી મનની ધીરજ, કોઈએ ક્યાંય ન ધારીરે;
રાજી અમે થયા સૌ તો તું, વર માગી લે વિચારીરે.
રાજા રંતિદેવની ગાથા....૩૨

પણ નિઃસંગ ને નિસ્પૃહી નૃપે, ધ્યાનમાં શબ્દ ન લીધારે;
શ્રીહરિ ઉપરની ભક્તિથી, કેવળ પ્રણામ કીધારે.
રાજા રંતિદેવની ગાથા....૩૩

શ્રીહરિ દર્શનરૂપ ફળ વિના, ઇચ્છા કાંઇ ન એનેરે;
તો પછી તે માગે શું બીજું, હાજર શ્રીહરિ જેનેરે.
રાજા રંતિદેવની ગાથા....૩૪

પ્રસન્ન થઇ સૌ દેવ સીધાવ્યા, સહુ સહુનાં સ્થાનેરે;
વખાણુતા વિધવિધ ભાવોથી, શ્રીહરિ ભક્તિ મજાનેરે.
રાજા રંતિદેવની ગાથા....૩૫
કેટલાંક વર્ષ પછી રંતિ પણુ, વૈકુંઠ વિષે સીધાવ્યારે;
શ્રીપતિપદ પંકજ પામીને, શ્રીહરિને મન ભાવ્યારે.
રાજા રંતિદેવની ગાથા...૩૬
શ્રદ્ધાપૂર્વક જે ગાઇને, અન્યને પણુ ગવરાવેરે;
એના ઘરમાં શ્રીગંગાજી, નિત આવી નવરાવેરે.
રાજા રંતિદેવની ગાથા....૩૭
શ્રીહરિ ભક્તતણુાજ મહિમા, સહાય ગાવા ધાર્રુરે;
શંકર કહે શ્રીહરિ ચરણુમાં, સદા રમે મન મ્હારૂંરે.
રાજા રંતિદેવની ગાથા....૩૮
( શ્રી રંતિદેવાખ્યાન સમાપ્ત. )

---

# ❋ સુવિચાર ચંદ્રિકા ❋

## મંગલાચરણુ

ગુરૂ એજ ગોવિંદ છે, ગોવિંદ એ ગુરૂદેવ;
એકજ ગણી આરાધતાં, મુક્તિ મળે તત્ખેવ.
અહંભાવના વશ થઇ, જે ગુરૂશર્ણું ન જાય;
તે નુગરા પડી નર્કમાં, વિષ્ટા આદિ ખાય. ૧
માન મળે માયા મળે, મળે વળી માબાપ;
પણુ સદ્‌ગુરૂ તો ના મળે, ટાળે જે ત્રણુતાપ. ૨
ગુરૂમન જ્યોતિરૂપ છે, શિષ્યનું મન પતંગ;
મનથી મન મળી જાય તો, આવે રૂડો રંગ. ૩

ગુરૂ કહે જા પૂર્વમાં, પણ પશ્ચિમમાં જાય;
કહોને આવા શિષ્યનાં, કારજ કયાંથી થાય. ૪
સદ્ગુરૂ શબ્દ કટાર છે, સેવકનું મન પોઈ;
આંતરડાં ઉંચાં કરે, એથી ટકે ન કોઈ. ૫
આગળ કરજોડી રહે, પાછળ નિંદે જેહ;
કોટિ કલ્પ સુધી પડે, રૌરવ નર્કમાં તેહ. ૬

સાચા સદ્ગુરૂ હોય તે, રહે સદાય અસંગ;
અથવા જો અહિં વિચરે, તોપણ લાગે ન રંગ. ૭
શ્રીસદ્ગુરૂના શબ્દ છે, નિર્મલ ગંગ સમાન;
ખળને પણ પાવન કરે, કાઢી મલ અજ્ઞાન. ૮

મન વાણી ને કર્મથી, હરદમ લે ગુરૂનામ;
ચિત્તને જોડે ચર્ણમાં, તેનાં સુધરે કામ. ૯
ગુરૂ મહિમા હું રંકથી, ગાયો નહિ ગવાય;
પણ જો કરૂણા થાય તો, કાલાવાલા થાય. ૧૦

જેમ જુદું પડતું નથી, જલથી ઘડીએ મીન;
તેમજ મ્હારૂં ચિત્ત પણ, સદા રહે તલ્લીન. ૧૧
ગુરૂમહિમા રૂપ ચંદ્રમા, શિષ્યનું ચિત્ત ચકોર;
પ્રેમ ભક્તિરૂપ પૂર્ણિમા, નાયક નંદકિશોર. ૧૨
આપે સુખ ચિંતામણિ, સ્વર્ગના વૈભવ ઇંદ્ર;
પણ ગુરૂ આપે અભયપદ, દુર્લભ જે યોગીંદ્ર. ૧૩
મણિ માણેક ને મોતીડાં, નૃપશિર પર શોભાય;
તેમજ સદ્ગુરૂદેવ પણ, પરસ્થલમાંજ પૂજાય. ૧૪
છીદ્ર ન જુઓ ગુરૂતણાં, શબ્દ ઉપર દયો ધ્યાન;
નહિંતર કોટિ ઉપાયથી, ટળશે નહિ અજ્ઞાન. ૧૫

લોભીજન જયમ ધન ચહે, કામી ચહે સુખધામ;
મ્હારૂં મન એકજ ચહે, ગુરૂદર્શન–ગુરૂનામ. ૧૬
જપ તપ આદિ સાધનો, ગુરૂદયાથીજ થાય;
જો ગુરૂદયા ન હોય તો, સઘળાં નિષ્ફળ જાય. ૧૭
વિનવું વારંવાર હું, કોટિ કરૂં પ્રણામ;
મમ મનમંદિરમાં વસો, કાયમ કરી મુકામ. ૧૮
જેમ શરદ જલ મેલને, જલદી દૂર કરંત;
તેમજ શિષ્યના દુઃખનો, સદ્ગુરૂ આણે અંત. ૧૯
ગુરૂના ગુણ ને જ્ઞાનનો, કદિ ન આવે અંત;
એમ વિચારી સેવકે, કદિ ન લેવો તંત. ૨૦
જેમ મુસાફર ઘર જઇ, ઘર તજવા નહિ ચ્હાય;
તેમજ ગુરૂના ભક્ત પણ, ફરી જગમાં ન ફસાય. ૨૧
અજાણતાં પણ જો કદિ, થાય ગુરૂનો સંગ;
નિશ્ચય જાણે આપણે, નાહ્યા નિર્મલ ગંગ. ૨૨
જેમ સુષુપ્તિમાં જીવો, કલેશ ન પામે લગાર;
તેમજ સદ્ગુરૂચર્ણમાં, દુઃખ નહિ તલભાર. ૨૩
જોવા જાતાં જગત્માં, ગુરૂ તો થાય અનેક;
પણ ભવજલ તારી–તરે, એવા સદ્ગુરૂ એક. ૨૪
કરીએ એટલું ઓછું છે, શ્રી સદ્ગુરૂના કાજ;
બદલો વાળ્યો વળે નહિ, આપે અવિચળ રાજ. ૨૫
સદ્ગુરૂ તારણહાર છે, સદ્ગુરૂ મારણહાર;
સદ્ગુરૂની લીલાતણો, પામે કોઇ ન પાર. ૨૬
સરિતા જેમ પ્રવાહસહ, સમુદ્રમાંહિ સમાય;
ગુરૂસેવા પણ શિષ્યને, વૈકુંઠમાં લઈ જાય. ૨૭

જેમ ઝીણી છીણીવડે, કપાય કઠિન લોહ;
તેમ ગુરૂસેવાવડે, હણાય મમતા—મોહ. ૨૮

સાચા સદ્ગુરૂ હોય તે, કરે ન ખોટો ડોળ;
ડોળ કરે પાખંડીઓ, જીભમાં ઘાલી ગોળ. ૨૯

માન મળે કે ના મળે, ચ્હાય ન ચાહે લોક;
સુખ દુઃખ આદિ સર્વમાં, ગુરૂને હર્ષ ન શોક. ૩૦
વખાણતાં ફૂલે નહિ, નિંદે કરે ન ક્રોધ;
એવા સદ્ગુરૂદેવનો, લાગે છે ઝટ બોધ. ૩૧

વિત્ત ન ચાહે શિષ્યનું, ચિત્ત ચળે ન લગાર;
એવા સદ્ગુરૂ સેવતાં, પળમાં બેડો પાર. ૩૨

નિરાકાર હરિ સર્વમાં, સદ્ગુરૂમાં સાકાર;
એથીજ ગુરૂ—ગોવિંદમાં, ભેદ ન ભાસે લગાર. ૩૩

ઈંદ્રને વ્હાલું વજ્ર છે, જડને વચન કઠોર;
મ્હને તો વ્હાલા સદ્ગુરૂ, મમ ચિતડાંના ચોર. ૩૪
ગુરૂનાં રૂપ અનેક છે, અનેક છે વળી નામ;
પણ મ્હને પ્રિય તેજ જે, સુધારે સઘળાં કામ. ૩૫
કોઇ કહે છે શુદ્ધ બ્રહ્મ, કોઇ કહે છે રામ;
જેવાં સૌ સૌને ગમે, તેવાં પાડે નામ. ૩૬
એકજ હીમની પાટનાં, ઘડયાં ઘરેણાં અનેક;
નામ ને રૂપ જુદાં પડયાં, પણ સોનું છે એક. ૩૭
રોવા જેવું જયાં નહિ, ત્યાં સૌ મૂકે પોક;
હસવા જેવું જયાં નહિ, ત્યાં કોઈ કરે ન શોક. ૩૮
પરધનની ઇચ્છા કરે, પરઘર દોડયો જાય;
એવા લંપટ શિષ્યનું, કયાંથી કારજ થાય. ૩૯

ભણી ગણી પણ ભામની, નહિ ભરોંસા પાત્ર;
હસી હસાવીને હણે, તપે નહિ તલમાત્ર. ૪૦
જાણ્યું જગ મ્હારૂં થશે, મોહ્યો જાણી જોઇ;
પણ જ્યાં દુઃખ આવી પડયું, ઉભું રહ્યું ન કોઈ. ૪૧
કહેણી પણ રહેણી નહિ, એવાનો તો સગાળ;
રહેણી પણ કહેણી નહિ, તેવાનો જ દુકાળ. ૪૨
અમૃતમય વાણી વદે, પણ મન ઝેરી કટાર;
એવી અબળા કોઈ દિ, મારી નાખે ઠાર. ૪૩
હંસ ગ્રહે છે દુધને, જળને ત્યાગી જેમ;
સજ્જન પણ ગુણને ગ્રહે, અવગુણ ત્યાગી તેમ. ૪૪
વિંધ્યાચળની ખાડમાં, પડતા હાથી જેમ;
માયાની મોહજાળમાં, મૂર્ખ ફસાયે તેમ. ૪૫
કરવો અસંગ બુદ્ધિથી, આવી પડયો વ્યવહાર;
કારણકે પ્રારબ્ધથી, બંધાયો સંસાર. ૪૬
જેમ કમળ રાત્રિ વિષે, મોં બીડી સૂઈ જાય;
તેમજ જ્ઞાની વિશ્વમાં, રહે ઉદાસ સદાય. ૪૭
દૃઢવૈરાગ ને બોધથી, ભવજલ તરી શકાય;
એ વિના આ વિશ્વમાં, અન્ય ન કોઈ ઉપાય. ૪૮
બળેલું બીજ અંકુરને, ઉપજાવે નહિ જેમ;
વિશુદ્ધ મન પણ મોહને, ઉપજાવે નહિ તેમ. ૪૯
સ્ફટિક શિલાના ગર્ભમાં, પત્રાદિક જણાય;
તેમજ બ્રહ્મના ગર્ભમાં, બ્રહ્માંડો દરશાય. ૫૦
જલથી જલના તરંગનો, જણાય અભેદ જેમ;
વાસ્તવમાં આ વિશ્વનો, બ્રહ્મથી અભેદ તેમ. ૫૧

અગ્નિને પણ આત્મા ગણે, ગુણ ગ્રાહી થઈ જેહ;
એજ ખરો જ્ઞાની પુરૂષ, એમાં નહિ સંદેહ. ૫૨
મૂળસહિત તરૂને નદી, ઉખેડી નાખે જેમ;
સત્સંગ શબ્દાદિકને, દૂર કરી દે તેમ. ૫૩
જેમ શરદથી વૃષ્ટિના, ઝાકળનો છે નાશ;
તેમજ જ્ઞાનથી મોહના, મેલતણો છે નાશ. ૫૪
વૃષ્ટિ જાતાં ટાઢ પણ, એની મેળે જાય;
મોહ જતાં મનવાસના, તુર્તજ થાય વિદાય. ૫૫
વાયુ શાંત થતાં મટે, જળ ચંચળતા જેમ;
તેમજ મોહ જતાં મટે, મનનો મલીન પ્રેમ. ૫૬
જેમ તપેલા ક્ષેત્રમાં, જળ ઝટ પેસી જાય,
તેમ અધિકારી વિષે, બોધ અસર ઝટ થાય. ૫૭
તેજ અને તિમીર એ, બેઉ વિલક્ષણ જેમ;
આત્મા ને આ ખોળીયું, બેઉ વિલક્ષણ તેમ. ૫૮
પિંજરમાંનાં પંખીડાં, પિંજર તજે ન જેમ;
અજ્ઞાની આ વિશ્વને, તજી શકે નહિ તેમ. ૫૯
સર્વ પ્રકારે હું ભજું, શ્રીહરિ સુંદિર શ્યામ;
શંકરના મનમાં વસી, લખી લખાવે તમામ. ૬૦
શ્રીસુવિચાર ચંદ્રિકા, પઢતાં પૂર્ણ થવાય,
સત્ય સ્વરૂપ સમજ્યા વિના, ઉલટા સંશય થાય. ૬૧

( સુવિચાર ચંદ્રિકા સમાપ્ત. )



# પરમપૂજ્યપાદ સદ્‌ગુરૂ શ્રી શંકર મહારાજનાં રચેલાં પુસ્તકો

૧. **શ્રી શંકર વિલાસ** ત્રીજી આવૃત્તિ. મૂલ્ય ૨–૮

અભાગ્યેજ એવું કોઈ સ્થળ મળશે કે જ્યાં આ ગ્રંથમ ભજનો ગવાતાં નહિ હોય. ગામેગામ, ઘરોઘર ને મંદિરે મં ભાવિકજનો ભાવપૂર્વક ભજનો ગાઈ ઇશ્વરી આનંદ લુંટી રહ્યા આ ગ્રંથમાં ૬૧ ગજલો, ૨૮ કાવ્યો, ૧૧૪ ગરબીઓ, ૧૬૨ ધ્યાત્મિક ભજનો, ૨૦ ઉલટ વાણીનાં સમરાગી અર્થાનુવાદ૯ ભજનો, ૫ પ્રભાત, ૧૦૦ કુંડલીયા, ત્યાશીઆનો રાસ, ૫૦૧ સાખી ૧૫ સોરઠા, આત્મસ્તોત્ર, છપ્પાષ્ટક, થાળ, આરતી વગેરે ઉપરાં ભક્ત બાઈઓનાં રચેલાં કેટલાંક ભજનો પણ આપવામાં આવ્યાં છે. પાકું સરસ પુંઠું, ઉત્તમ ગ્લેઝ કાગળ, પૃષ્ટ ૪૪૭ તથા પુંઠાપર સુંદિર રેપર પણ રાખવામાં આવ્યું છે. માત્ર થોડીજ નકલો રહી છે.

૨. **પરમ તત્ત્વ વિલાસ** મૂલ્ય ૧–૦–૦

આ ગ્રંથમાં આદ્ય શંકરાચાર્યનાં રચેલાં તત્ત્વબોધ, આત્મબોધ, વાકયસુધા, વાકયવૃત્તિ, અપરોક્ષાનુભૂતિ, સદાચાર, મણિરત્નમાળા, મોહમુદ્‌ગર, ચર્પટપંજરિકા, નિર્વાણદશક, બ્રહ્મનામાવલિ વગેરે તથ પ. પૂ. મહારાજશ્રી કૃત પંચદશી સારભૂત કાવ્યસંગ્રહ, આત્મશતક, પાખંડ પચીસી તથા શંકર વિલાસમાં નહિ છપાયેલાં ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તત્ત્વબોધાદિની એટલી બધી સરળ ટીકા કરવામાં આવી છે કે વાચકને વાંચ્યા પછી નીચે મૂકવા મનજ થતું નથી. ઉત્તમ ગ્લેઝ કાગળ, પાકું પુંઠું પૃષ્ટ ૨૩૧.

૩. **શ્રી સ્વરાજ્ય સંગ્રામ બોધ** હાલ મળતી નથી

૪. **શ્રીકૃષ્ણ જન્મોત્સવ** મૂલ્ય ૦–૧–૯

મળવાનાં ઠેકાણાં:—

**પ. પૂ. શ્રી શંકર મહારાજ**
દરિયાપુર મોટી સાલેપરી,
**અમદાવાદ.**

**પા. ભગજીભાઈ રેવનદાસ**
ઠે. પટેલ સોસાયટી,
જહાંગીરપુર–**અમદાવાદ.**